# जगो ने जीवराम.

## एक कल्पीत वार्ता.

બનાવનાર

ભટ કાનજી માધવજી રંધોળા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

ત્રવાડી આત્મારામ વિ. નારણજી. ભાવનગર.

દોહરો.

દુર્જન તો અવગુણ કરે, કદિ મૂર્ખ થઈ આપ;
અવગુણ ઊપર ગુણ કરી, સજ્જન ટાળે તાપ. ૧

અમદાવાદ.

મામાના હવેલીમાં યુનાઇટેડ પ્રીંટ અને જ૦
એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૩૮. ઈ૦ સ૦ ૧૮૮૧.

કિંમત બે આના.

# जगो ने जीवराम.

## एक कल्पीत वार्ता.

બનાવનાર

**ભટ કાનજી માધવજી રંઘોળા.**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**ત્રવાડી આતમારામ વિ. નારણજી, ભાવનગર.**

દોહરો.

દુર્જન તો અવગુણ કરે, કદિ મૂર્ખ થઈ આપ;
અવગુણ ઉપર ગુણ કરી, સજ્જન ટાળે તાપ. ૧


**અમદાવાદ.**

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીં૦ અને જ૦
એ૦ કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
**રણછોડલાલ ગંગારામે છાપી.**

સંવત ૧૯૩૮. ઈ૦ સ૦ ૧૮૮૧.

કિંમત બે આના.

# अर्पणपत्रीका.

परम प्रीय शुभेच्छक मीत्र पनजी वि. मोरारजी.

ખા. દ. ગુ. નિ. ના મેહેતાજી. રંધોળા.

આપ સ્વભાવે શાન્ત, મીલનસાર, અહંકારથી વિરક્ત, નમ્રશીલ, હરેક પ્રકારે મિત્રોનું ભલું થવા પ્રયત્ન કરવામાં ખંતી, સુશિક્ષા પ્રબોધક, અને પુસ્તક પ્રસિદ્ધ કરવામાં ઘણીજ ઉલ્લટ, ઈત્યાદિ કેટલાંએક કારણોને લીધે આ પ્રથમના પ્રયત્નનું લઘુ પુસ્તક આપને અર્પણ કરૂં છું તે સ્વીકારશો.

ભટ કાનજી માધવજી રંધોળા.

આપનો મિત્ર.

# પ્રસ્તાવના.

હાલના ફોટોગ્રાફો રાખનાર ભૂદેવો પોતાના બાળકને અમૂલ્ય ને બહુજ ખ્યાતિ વાળી વિદ્યા સંપાદન કરાવવામાં બીલકુલ મરજી ધરાવતા નથી તેમને તો છોકરો ભિક્ષાવૃત્તિ કરી ગુજરાન ચલાવે તોજ સારૂં એવો મત હોય છે. તેમજ કુળથી માથે કરજ કરી ન્યાતિ વરો કરવામાં કેવી ખુવારી છે. પોતાના પ્રિય મિત્રો કેવા જોઈએ કે કદાપી મૂરખાઈથી અવગુણ કર્યો તે મનમાં નહિં લાવતાં બીજો તેને સંકટની વખતે સહાય કરે, અને ઉત્તમ જાતની કેળવણી પ્રાપ્ત કર્યા પછી સુધારા પર કેવી કાળજી રાખવી. તેમનું સંક્ષિપ્ત વર્ણન આ પુસ્તકમાં લખેલું છે, સબબ મને કોઈ મદદગાર નથી અને મોટું પુસ્તક બહાર પાડવાથી નાણાંની મોટી રકમ જોઈએ તે મારાથી બને તેવું હાલ મારૂં સામર્થ્ય નથી. કદાપી સર્વ સ્વદેશી સદ્‌ગૃહસ્થ મને યથા શક્તિ સહાય કરશે તો હું તેમની સેવા બજાવવા તત્પર છું.

લંબાવા જેવું પુસ્તક મેં ટુંકામાં પુરૂં કર્યું છે તેનું કારણ તો ઉપર કહી બતાવ્યું. પણ તે લખનાર હું એક અભ્યાસી છઊં માટે સુજ્ઞ લોકોની નજરે આવે એવી ઘણી ચુકો રહી હશે તો તે ચુક સુધારી ચલાવી લેશો એવી મારી વીનંતી છે.

ભટ કાનજી માધવજી. રંધાળા.

# जगो ने जीवराम.

એક ઉદ્યોગપુર શેહેરમાં દેવશંકર નામે સાધારણ કુલીન ને સંતોષી વિપ્ર નીવાસ કરી રેહેલો હતો, તે પોતે અરૂણોદય થતી વખત દેહનું ભાન ભૂલાવનાર નિદ્રા દેવીના પંજામાંથી વિમુક્ત થઇ દંતધાવન કરી સ્નાન, સંધ્યા, દેવાર્ચન, વૈશ્વદેવ, નિત્યતર્પણ, ઇત્યાદિ ભૂદેવોનું ષટ્ કર્મ કર્યા પછી અન્ય કામે જાય, એવો તે આસ્થાવાળો હતો, તેની સ્ત્રી પણ સદગુણી, દયાળુ, ભલી ને પતિવૃતા હતી. તેને પુત્રનો પ્રસવ થતાં તેનું નામ જીવરામ પાડ્યું.

જીવરામને બાલ્યાવસ્થાથી તેના માબાપે વિવેકી થવાની ટેવ પાડી, તેનાં માબાપ કોઇ મનુષ્ય પોતાને દ્વાર આવે તેને વિનયથી બોલાવી આદર સત્કાર કરે ને તેની પાસે અથાગ નમૃતા બતાવે, તેમજ પોતાના ઘરમાં પણ કોઇ દિવસ કલેશ કરે નહિં કેમકે "जहां कुमति तहां विपति निदाना" એ તુલસીકૃત રામાયણનું વાક્ય તેઓ હરદમ યાદ રાખતાં. જીવરામ રાત્રિએ ન વધે તેટલો દિવસે વધે અને દિવસે ના વધે તેટલો રાત્રિએ વધે, તે પોતે ગોર વર્ણનો, શરીરે પુષ્ટ, ચાલ કેશરીના જેવી ને બાહુ ઢીંચણ સુધી લાંબા જેથી ઘણોજ દીપાવડો લાગતો હતો. જીવરામ નાનો હતો તથાપી તેનાં કાર્યો ઉમદા જોવામાં આવતાં હતાં, શિશુ વયની રમતમાં સરખે સરખા દોસ્ત લઇ બહાર રમવા જાય,

ત્યાં જઈ લાયક મકાનને પુસ્તકશાળા (લાઇબ્રેરી) ધારી આ-વેલા મિત્રોને સભા ભરાતી વખત પધારેલા સદ્‌ગૃહસ્થ જાણી પોતે પ્રમુખની ખુરશીએ બિરાજી હિંદુઓની ખ-રાબ રૂઢીથી થતા ગેરફાયદા બાબત અથવા ન્યાતિમાં થતા કુચાલોનો નાશ કરવા ભાષણ કરે, વિદ્યાના વ્યસની ક્ષુધા-તુર સદ્‌ગૃહસ્થની પંક્તિ વધવા માટે દ્રઢતાપુર્વક કમ્મર બાંધી પ્રયાસી થાય, અન્ય મિત્રને ભાષણ કરવાને સુચવી પોતે તેમના મતને ટેકો આપે, થોડું ઘણું ફંડ ઉભું કરી અ-નાથ બાળકોને સુધારવા શાળા કરે, સારા નિબંધ બનાવનારને બક્ષીસ આપે અને દેશીકારીગરોને તરેહ તરેહના હુન્નર બનાવી લાવવા ફરમાવે, આ સર્વ ખેલનું નિદાન હતું, કેમકે બાલ્યાવસ્થામાં દેશ સુધારા બાબત પુરતી કાળજી રાખવાની શક્તિ તેનામાં ક્યાંથી હોય? તથાપી વ્યર્થ રમત નહિ કરતાં અહોનિશ તરેહ તરેહના ખેલ બનાવી દિવસ નિર્ગમન કરતો હતો, એમ કરતાં તેની ઉમ્મર વિદ્યા ભણવાને યોગ્ય થઇ, જેથી તેનું ચિત્ત રમવાથી છોડાવી તેનાં માબાપે તેને સરકારી નિ-શાળે વિદ્યા ગ્રહણ કરવા બેસાર્યો.

બીજુ એક કુલેશપુર કરીને ગામ હતું, તેમાં ઘરોની બાં-ધણી એવીકે ઠામઠામ કુબા, નીચાં છાપરાં ને પડી ગએલાં ખંડેર હતાં, મોટી વિશાળ ખાતર ભરવાની ખાડોમાં ચોમા-સામાં (વર્ષાત્રતુ) વખતે વારી ભરાયાથી એકાદ મનુષ્યના અમુલ્ય પ્રાણનો નાશ થાય. બાવળ અને બોરડીના વૃક્ષનો

વધારો ઘણોજ અને ગામને ફરતો કાંટાની વાડનો મજબુત કોટ હતો. વેપારીની દુકાનોનો માલ વિદેશ પડેલો જે કે પૈસા હોય તો આવે, તો પણ સાંજનું દરણું પૂરૂં થવાના ઇરાદાથી ગ્રાહકની રાહ જોઈ બેઠેલા શેઠીઆ તેલ, તમાકુ વેચતા, બજારમાં જોઇએ તો માણુસ દીઠામાં કોઈકજ આવે.

આ ગામમાં દયારામ કરીને એક ભૂદેવ રહેતો હતો, તે પોતાને પહેરવા ટુંકી પોતડી, ફાટલ બંડી, ને ટેલીઆ બટની પાઘડી તથા પાયમાં ઓખાઇ ઉપાન રાખતો હતો, વળી ગજીનો લાંબો ખડીયો શીવડાવી માથામાં ગઈ સાલનું ટીપણું ખોશી સવારના પ્રહરમાં બેત્રણ ગામ "નારાયેણ હરી દયા પ્રભુની" વગેરે શબ્દનો અવાજ કરી ચપટી ચપટી પીઠું એકઠો કરતો હતો. અને મધ્યાને ઘરે આવી દાતણ પાણી કરી નાહી સંધ્યા પૂજા કર્યા વીના ખાવાને માટે તાકીદથી દોડતો. તેની સ્ત્રી કહેશે કે સંધ્યા પાઠ તો કરો! તો બોલે કે મારે માટે મારો બાપ પ્રથમથી કરી ગયાછે એટલે હવે મારે કરવાની જરૂર નથી. તો પણ સ્ત્રી કહેશેકે ટીલું તો કરો ! ત્યારે કહેશે કે દરબારને ટીલે ટીલું. કપાળમાં અમસ્થુ ભડકણીયું શું તાણવું? ભુત જેવા ભરવાડ બાઈ મળ્યા હોય તો તેના ઝપાટામાં આવતાં તુરત ઇશ્વરના દરબારમાં ફરિયાદ કરવા જવું જોઇએ. માટે જેમ ચાલેછે તેમ ચાલવા દેવું. પોતે ત્વરાથી હુસ હુસ ખાઈ ધંધો શો કરે કે, ક્યાંઇ બદ્રાસન સાંભળે તો ત્યાં ઉતાવળથી દોડીને જાય, તેમજ જો

પારકે ત્યાં પ્રાસન કરવાની વાત સાંભળે તોતો અત્યંત ખુશી થતાં એટલું જમે કે બીજે દીવસ ઉપવાસ કરવાની જરૂર પડેજ. ખોળાપર કાળો લખતાં ન આવડે ને કોઈ બોલે કે "ભણેલો હોય તેજ પંડિત" તો પોતે કહેશેકે "येनकेन प्रकारेण लोकद्दंडेषु पंडिता" ગમે તે પ્રપંચ કરી લોકોને દંડે તેનું નામ પંડિત" આવી તેની અવળી વર્તણુક જોઈ કોઈ પણ તેને બોલાવે નહિ. એતો એર પણ તેની પત્નીને અને તેને પણ ઘણુંજ હેત એટલે કે રોજ પુષ્પાંજળી કરી ચડી ગ. એલી રજ ખંખેરે.

આ દયારામ દ્વિજને એક પુત્ર થયો તેનું નામ જગો પાડયું, જગો સમજવા શિખ્યો ત્યારથી તેની માતુએ તેને નીતિની વાતો કહેવા માંડી ભણવાનો ઉપદેશ કરતાં તેનું મન વિદ્યા સંપાદન કરવામાં પરોવાયું. કમ નસીબે ગામમાં સ્કુલ પણ નહિ તેથી તેને ભણવાનો યોગ ન બને, એવો વિચાર જગાના અંતઃકરણમાંથી જાય નહિ,તો પણ અંતે તે હિંમત રાખી બોલ્યો કે બાપા મને શાળાએ જવા આપો તો સારૂં, દયારામે પોતાનો ધંધો કરવા બાબત સમજુતી આપી કહ્યું કે હું હવે વૃદ્ધ થયોછું માટે મારૂ કામ તું ઉઠાવેતો ઠીક, બાપથી સવાઈ કરે તેનું નામ દિકરો, હું ચાર ગામ માગુછું ને તું પાંચ માગે ત્યારે સાબાશ. વગેરે બાબત ઘણી શિખામણ આપી પરંતુ તેની માનો સજ્જડ ઉપદેશ તેથી દયારામની ધારણા ફોકટ ગઈ અને છેવટ જગાને ભણવા જવાનો

નિશ્ચય થયો, પણ તેમાં એટલી સરત કે મહીમ્નઃ રૂદ્રી, અને ટીપણું ભણી રહે ત્યારે પાછું આવવું ને સરકારી ભણવું નહિ, જગો તે પ્રમાણે કબુલ થઇ પોતાની ફૈને ત્યાં ઉદ્યોગપુર ગયો.

જગાને પોતાને બાપે સરકારી ભણવાની ના પાડેલી છતાં તે એ નિશાળે બેઠો અને તેને જીવરામની કલાસમાં દાખલ કર્યો, નિશાળમાંથી છુટી થઈ ત્યારે બધા છોકરાઓ નીચે ઉતર્યા, જીવરામ પાછળથી દોડી જેવો ઉતરવા ગયો તેવો દાદરની નીસરણી પરથી તેનો પગ લપસી જતાં તે ત્યાંથી દડ્યો, ત્યારે સઘળા છોકરાઓએ કોળાહળ કર્યો, પણ કોઇ ઝીલવા દોડ્યા નહી, અને જગાએ તેને ઝડપથી ઝીલી લીધો, ત્યારથી તેને મિત્રતા બંધાઈ. સુવું, પાઠ કરવો, હરવું ફરવું, સ્કુલમાં આવવું ઇત્યાદિ તમામ કામ એક સાથે કરવા લાગ્યા. બંનેનાં રહેવાનાં ઘરતો જુદાં પણ જ્ઞાતિ એક તથા મિત્રતા તેથી માછલું પાણીની, ચકોર શશીની, ભુખ્યો અન્નની ને અંધો ચક્ષુની નીરંતર રાહ જોયા કરે. તેમ જગોને જીવરામ એક બીજા ઘડી જુદા પડે તો અન્યોન્ય રાહ જોયા કરે. એક વખત નિશાળમાંથી કોઇએ જીવરામની ચોપડી ચોરી તેનો પત્તો ન લાગવાથી તે આશા મૂકીને બેઠેલો. પણ ઘણા મહિનાએ જગાએ તેનો તપાસ કર્યો, આથી વધારે દોસ્તીનો હક થયો, બંને દિલોજાન યાર થઇ વચને બંધાયા કે એક બીજાનું શુભ વેણ ઉલંઘન થાય નહિ, જીવરામે જાણ્યું કે,—

श्लोक.

यस्यमित्रेणसंभाषो, यस्यमित्रेणसंस्थिताः
यस्यमित्रेणसंलाप, स्ततोनास्तीःपुण्यवान् ॥१॥

મિત્રની સાથે વિનોદ ભાષણને સમીપમાં વાસ હોયતો તેના જેવું આ જગતમાં બીજું કોઈ પુણ્યવાન નથી. વળી મિત્ર શબ્દનો અર્થ શું છે કે,—

श्लोक.

शोकरातीभयंत्राणां, प्रीतीविश्रंभभाजनं;
केनरत्नमिदंसृष्टं, मित्रमित्यक्षरद्वयं ॥२॥

પ્રીતીનું પાત્ર, શોક, ભય તથા અરીના દાવથી રક્ષણ કરનાર એવા બે અક્ષરનો જે મિત્ર શબ્દ તે ખરેખરૂં રત્ન છે, તેનો પેદા કરનાર કોણ હશે? આવા મિત્રતાના અથાગ લાભ જાણી તે બંને વચ્ચે મજબુત પ્રીતી બંધાઈ. એમ કરતાં તેઓ પાંચમી ચોપડી સુધી શીખ્યા. એટલામાં કલેશ પુરથી દયારામ જગાને તેડવા આવ્યો, તેણે જાણ્યું કે મારો છોકરો ટીપાણું વગેરે ભણી રહ્યો હશે, પણ અહીંતો તેણે સરકારી આરંભેલું જોઈ તેને બહુજ ગુસ્સો ચઢ્યો. અને જગાને ઘેર તેડી ચાલ્યો, તે જોઈ જીવરામ ઘણો દુઃખ પામવા લાગ્યો અને પોતાના મુખારવિંદમાંથી નિર્મળ ગીરાનો ઉચ્ચાર કરવા મંડ્યો કે અહો!

પ્યારા મિત્ર મેં તારે માટે ઘણાજ ઉમદા વિચારો ધારેલા તે આજે ધૂળ મળવાનો સઘ ઉપાય કામે લગાડયો. અરે ! દીલો-જાન દોસ્ત આપણ બંનેએ સદ્વિદ્યા ગ્રહણ કરી જગતમાં સુકિર્તિ ગજાવી મૂકવી એવો નિશ્ચય કરેલો તેથી હવે હું શું મૂખ બતાવીશ? અહો! પ્રીય બંધુ તું માહારાથી રીસાઈ ચાલ્યો પણ હવે ના જા. અરેરે!!! મેં આવું ધારી સુખાવસરની રમુઝને દુઃખાવસરનો દિલાસો થવા માટે મૈત્રી જોડી હતી. પણ આતો ઉલટું થયું અરે! શુભેચ્છક યાર તું અહીં રહે. હું તારા વગર કેમ રહી શકીશ. મિત્રના વિરહથી વ્યાકુલ થએલ વિયોગી મિત્ર શું કહેછે તે સાંભળો.

## મોર પ્રતિ ઉકિત

**મનહર છંદ.**

સ૦ કાનન વિષેના મોર, કેમ તું ઉદાશી દીસે!
ટૌહુક ટૌહુક વળી, કેમ નથી બોલતો!
શું થયું અપાર આમ! દેખ્યું નહિં તુજ ધામ,
અંતરે ઉદાસ કેમ? કહે દીલ ખોલતો!
ઉષ્ણ ઋતુ મધ્ય યાર, શું કરે અતી વિચાર?
શોચ કરે શાને માટ, બધું સુખ રોળતો;
જ૦ દીલોજાન મિત્ર મારો, વારીદ ગયો વિદેશ,
તેથી સ્હેન નથી કાંઈ, આનંદે ના ડોલતો. ૧

## મૃગ પ્રતિ ઉકિત

**મનહર છંદ.**

સ૦ અરે! મૃગ ભ્રાત શાણા, જાય કયાં દોડીને ઝટ!

કેમ તું અતિશે આજ, ફાળું રહે મારતો?
સ્થીર કોઈ ઠામ થઈ, શુભ ચારો શોધ્યો હશે.
હવે ઠંડું અંબુ પીવા, તું નશું ઉચારતો?
શું થયું શરીર આમ? વ્યાકુળ થએલ કેમ?
બીવરાવ્યો મને બહુ, તો પણ ન ફાવતો;
જૂથથી પડેલ દૂર, ઉદાશી હું ફરૂં તેથી
મિત્ર વિના સુખ કશું, યાર નથી ધારતો. ૨

અરે! જગા તું જો ભણ્યો હશે તો ગમે તેમ કરી તારૂં ઉદર પોષણ કરીશ કહ્યું છે કે,—

### श्लोक.

सदविद्यायदिकाचिंता, वरोकोदरपुरणे;
शुकोपठ्यनमाप्नोती, हरेरामइतिब्रुवेत॥२॥

જેની પાસે સદ્વિદ્યા હોય તે પોતાનું ઉદર પોષણ કરવાની ચિંતા રાખે નહિં. જેમકે પોપટ છે તે હરી, રામ વગેરે મીઠા શબ્દો બોલી માણસનું મન રંજન કરી આપનો ખોરાક મેળવે છે. તો સદ્વિદ્યાવાળાને શું આશ્ચર્ય છે? માટે મારૂં કહ્યું માન, તેવામાં દયારામે કહ્યું भणतव्यं तोय मरतव्यं, नाहिं भणतव्यं तोय मरतव्यं, कपाळ काष्टि किं करतव्यं ભણેછે તેય મરી જાયછે ને નથી ભણતો તેય મરી જાયછે, ત્યારે મફતની કપાળ કાષ્ટી શી કરવી? વળી અમારો લોટનો ખડીયો

ક્યાંઈ ગયોછે? લોટ માગી એપ ધાપ કરી છોકરો પોતાનું ગુ-
જરાન ચલાવશે. અમારે વિદ્વાનના દિકરા નથી થવું. તું એ-
કીલો ભણ્ એટલે બસ છે. જીવરામે કહ્યું એપ ધાપ શેની
કરશે? એતો સરકારે ટપાલ વગેરે કરી તેથી તમારી મૂરાદ
મૂલતવી રહેશે. વળી યજમાનોનો પણ ભાવ ઓછો થતો જા-
યછે, માટે તમારૂં બોલવું બ્યર્થછે. એટલે દયારામ ગુસ્સાથી
બોલ્યો અરે! મૂર્ખ વગર વિચારે તપાસ કર્યા વિના શું બોલેછે?
એ છોકરાને માટે ઉષ્ણઋતુમાં તાપ ને શીઆળામાં હીમ
સહન કરી દેશ અને પરદેશ વિવિધ કાર્યને પ્રસંગે ગએલો,
એને લીધે હજારો કષ્ટ વેઠવાં પડેલાં, તેનો જન્મ થવા પથ્થર
એટલા ઈષ્ટ કરેલા ને હવે આજે રળીને ખવરાવે તેવો થયો
ત્યારે નાહક દુઃખ મળવા તું જેવા બદ સલાહ આપે એ તે શું?
અમે તેને માટે જેજે સંકષ્ટ વેઠેલાં તે બધાનું ખાસ કારણ
એટલુંજ કે આજે વૃધ્ધાવસ્થામાં સુખ મળે.

આવાં વાક્ય સાંભળી જગો રડવા લાગ્યો એટલે દયારામ
તેને ઉપાડીને ચાલતો થયો, દયારામને જગો ઘેર આવ્યા એ-
ટલે જગાનો મા તેને હોંશથી મળી અને કહ્યું કે બાપુ તું
કેટલી ચોપડી ભણીઆવ્યો? તે સાંભળતાંજ દયારામને રીસ
ચડી ને બોલ્યો કે રાંડ, કૂતરી, ગધેડી, ગોલી તારા ડોહાને
બ્રાહ્મણીયું ભણવાનું કહ્યું હતું કે કેમ? મા,બા,ભૂપા એ ભણ્યા
એમાં શું દિવસ વળ્યો? એટલાં વાનાં તુજ કરેછે? તારી મર જી
હશે? એમકહી તે બીચારીને ખુબ માર માર્યો એટલે તે બોલી.

### દોહરો.

નાથ સૂઝ્યું તમ આમશું? છાંડિ દયા શું આજ;
રાડ ધરી નિજ ઘરવિષે, બૂઢાપણને લાજ.
ક્રોધ ધર્યો ક્યમ સામટો? ચૂકે નાના બાળ;
શામાટે અપજશ લિયો, થશે તમારો કાળ. ૨

### સોરઠો.

(ત્યાં) વિપ્ર બોલીયો બોલ, પોતે ઝાઝા જોશમાં;
ચક્ષૂ રાતી ચોળ, કરી નિજ પત્ની પરે. ૧

### ઇંદ્રવજ્રા છંદ.

હું જો મરૂં તો ઠીક થાય તારે, બીજો પછી સુંદર કંથ ધારે;
તેથી કરીને સુખ ખુબ પામે, જાજા તું રંડા દુઃખ દૂર વામે. ૧
જોરે હશે ઉમર મૂજ ઝાઝી, તો તું અરેરે! દિલ તૂજ દાઝી;
સૂખે કરીને વિર તૂજ નાંખે, જાજા તું રંડા ઘર કેમ રાખે. ૨
ફાવી નહીં જો કદી આમ રીતે, ઝેરો અનોમાં ધરિએજ પ્રીતે;
તેથી કરી કાટલ થાય મારૂં, જાજા તું રંડા કર ધાર્યું તારૂં. ૩
મેં આજ સૂધી ઘર નારી જાણી, તેંતો અરેરે! કરી દુખ કા'ણી;
હું તો હવે નીશ્ચય જીવ ખાઉં, જાજા તું રંડા કર મૂખ કાળું. ૪

---

દયારામનો આવો ક્રોધ જોઈ ગામના સારા આબરૂદાર વેપારી વગેરે બીજા સદ્‌ગૃહસ્થોએ આવી કજીઆનો છેડો આણ્યો ને સૌને શાંન્ત પાડી પોતપોતાને ઘેર ગયા.

જગો પોતાના બાપની ભિક્ષાવૃતી આદી લઈ સર્વે કળામાં નીપુણ થયો, પોતાની ઉમ્મર યોગ્ય ( ૨૦ વર્ષની ) થતાં તેને

બાપે એક સ્ત્રી પરણાવી આપી. કમ નસીબે ગામમાં કોલે-
રાનો રોગ આવવાથી જગાના માબાપને થયું અને બંનેએ
એક દિવસેજ સંઘાત કરી સ્વર્ગભણી પોતાના જીવને રવાના
કર્યા. તેમનું ઉત્તરકાર્ય કરવા સારૂ પડએ પાગીયા ચડ્યા ને
બાઇને બુબ ચડાવી બે હજાર રૂપીયાનું આંધણ મૂકાવ્યું.

પેલો જીવરાંમ ગુજરાતી ભણીરહ્યો એટલે ઇંગ્લિશ શીખ્યો
ને તેમાં કીટ થયો એટલે નાટકની વિદ્યા શીખ્યો. ઇંગ્રેજીમાં
પાસ થતાં દરમાસ રૂ ૪૦૦ના પગારથી મહાલની ઉપજ વસુલ
કરવા અને દેખરેખ રાખવા મહાલકરીની જગો મળી,
પોતે સારી કેળવાએલી, કુળવાનને હોંશીયાર કંન્યા પરણ્યો.
જીવરામ ઉપર જગાનાં માબાપ ગૂજરી જવાનો કાગળતો નહિં
પરંતુ અફવાઇથી ખબર મળતાં સાથે રૂ ૧૦૦૦) લઇ કારજ
ઉપર વગર તેડાવ્યો આવ્યો, તેણે આવી જગાને બહુજ ઠબકો
દીધો કે અરે! યાર કોઈ દિવસ કાગળ પત્ર નહિં એતો ખેર
આપણાં દિલ ક્યાં જૂદાં છે? પણ આવે પ્રસંગે તેં મને સ-
માચાર ન મોકલ્યા એ કેવી વાત? જગો કહે હું ભૂલ્યો મારૂં
માથું ફરી ગયું જેથી ખબર રહી નહીં.

એકાદશીને દિવસે બાર ઉપર ચાર વાગતાને સુમારે ઉત્તર
દિશા તરફ અભ્ર કાળો શાહીવરણો થઈ જતાં ઉપરાઉપરી ત્વ-
રાથી વાદળાંઓની ઘટા ચાલતી જોઇ, પૂર્વદિશા તરફ લીલા,
રાતા, આસમાની રંગથી મેઘધનુષ સંધાયાં, પશ્ચિમ દિશા
તરફ વાદળાંથી સૂરજ છેક ઢંકાઈગયો, વીજળીનો ચમકાર થવા

લાગ્યો ને પર્વતના પ્રહારની પેઠે એકદમ ઝડપથી મોટા મોટા ફોરા પડવા લાગ્યા, થોડી વારમાં વીજળીનો ચમકાર અને ગગનનો હડૂડાટ એ સૌ સમી ગયું. મેઘરાજા અત્યંત ક્રોધાવેવેશમાં આવ્યો ને નેવામાં વારી માયું નહિં, ઘણી સાવચેતીથી ચાળેલાં એવાં ઘરોમાં પણ જળ જળ થઈ રહ્યું, શેરી, ગલ્લી, અને ચોકમાં ધગધગધોધ થતો જોયો, છોથી બાંધેલી ઈમારતો પણ કોઇને કહ્યાકથ્યા વગર લાંબી થઈ સૂવા લાગી ત્યારે કૂવા, નીચાં છાપરાં ને પડી ગયેલાં ખંડેરનો શો આશરો? નદિ પણ પોતાની મર્યાદા મૂકી આડ રસ્તે ચાલીનીસરી તેમાંનું પાણી ગામમાં અને સીમમાં ફેલાઈ ગયું. ગામમાં જળ બંબાકાર જોતાંજ માણસો જીવ લઇ નાઠા ભાગો રે! બાપ, મૂવા અરે! દૈવ! આ અકસ્માત કોપ શો? આ વખતેજ જાણીએ સાભ્રમતી રેલી ના હોય? "જીવતોનર ભદ્રા પામશે" એ કહેવતને સિદ્ધ કરીઆપવા સૂત, વીત ને દારા વગેરે કોઈની દરકાર નહિં રાખતાં પોતાના અમુલ્ય પ્રાણનો બચાવ કરવા સૌ તત્પર થયા, પણ કરે શું? સઘળી તરફથી દબાણ, રાત્રિ પણ મેઘલી મળી, અન્યોઅન્ય મૂખારવિંદ સૂઝે નહિં, નદિના પાણીની પુરતી બીક ને જગતનો પાલન કરનાર વરસાદ તે આ વખતે સંહાર કરવાની દ્રષ્ટી કરી ઉભો રહ્યો, ખરેખર અવકૃપા નહિંતો સીમમાં વાવેલા જુવાર, બાજરો, અને વણના છોડ મૂળમાંથી તણાઈ જઈ જમીન જેવી જમીન શાને થાય? કેટલાંક વૃક્ષોપોતાની આયુષ્યનો છેડો આણવા નદિમાં ત્વરાથી પડતું મૂકવા લાગ્યાં, રાનમા ચારો શોધવા માટે ગ-

એનાં જાનવરોમાંનાં બાલ્યાવસ્થાથી ચાલી જાસ્તિ દુઃખ સહન નહિ થવાથી તેપણ જળમાં પડી સાગર ભણી ચાલી નીકળ્યાં, સરીતાએ ઘણી મુદતથી ચુંદડી અને મોડીયો ન લીધેલ સબબ—અત્યારે પૂર આવેશમાં આવી સમુદ્રની પેઠે મોટામોટા લોઢ વધારવા લાગી.

આ વખતે કાર્ય ઉપર આવેલા બ્રાહ્મણમાંનો કોઈ,કોઈ પાસે કંન્યા* માગતો હશે અને સામાવાળો આપવાની નાપાડતો હશે જેથી જમતા પહેલાં તેણે જમરોકણીયો કર્યો. ટુંકી ધોળી કામળી પહેરી હાથમાં પાણીના લોટા લઈ ચૂરમેશ્વર ઊપર સવારી કરવાને ઉતરી પડેલા બહાદુર વાડવો ફરીફરીને ન આવે એવી અમુલ્યને પહેલી પતરાવળી રૂપિયાની કહેવાય છે તે પડતી મુકી ઉઠી નીકળ્યા, આહાહા! આ વખતે તેને કેટલું થયું હશે? તેનો વાંચનારાએજ વિચાર કરી લેવો. ભૂદેવો એક બીજા ગાળાગાળી ઉપર ને ગાળાગાળી પરથી મારામારી પર આવ્યા, શું આ વખતે તેઓ પતરાવળીની દાઝ ભોલવા વગર રહે? જગાનો વરો બગડવાને કાંઈ પણ વાર રહી નહીં, એટલામાં જીવરામે આવી તે સઘળાને રીતસર સમજાવી સમાધાન કર્યું અને તમામને પાછા અસલ પતરાવળીએ જમવા બેસાર્યા.

માણસો ગયા પછી નાણું સમજવા લાગ્યા તેમાં રૂ૧૦૦૦

* કોઈ કોઈ જ્ઞાતિમાં અન્યોઅન્ય દીકરી આપી. દીકરો વરાવાનો ચાલ— આજે પણ છે અને તેથી કરી કન્યા પતાવવામાં કજીયા થાયજ.

ની તૃટ રહી તે આભથી તે જમીન સુધી જગાભાઇને તાકડા થાય તેમ નહીં અને વેપારી લોક તેની લાજ પાડવાને ટાંપી રહ્યા, આવો બનાવ જોઈ જગો જીવરામને પગે પડી રડવા લાગ્યો ને કહ્યું કે આ મારી ઇજ્જત જતી નથી પણ તારી જાય છે, માટે ગમેતેમ કર. જીવરામે લાવેલા રૂપિયા આપ્યા ને કહ્યું કે ભાઈ આજ પછી કોકની શિખામણ પ્રમાણે પોતાની ઉપજ ખર્ચ તપાસ્યા વગર માથે દેવું કરી ફુલથી વરો કરવો નહીં, જે માણસ જમતી વખત તારાં વખાણ કરતા હતા તેજ આજે તારી આબરૂ પાડવાને ઉભા થયા ને તુંને બેવકુફ ઠરાવ્યો, આ બાબત છઠ્ઠી ચોપડીમાં આવેલી ફુલણજી-ની ગરબી વાંચી વીચારીને જો એટલે પછી વધારે વીવેચન કરવાની જરૂર નથી, એમ કહી જીવરામ પોતાને ઘેર ગયો. જગાને ઘરમાં કાંઈ રહ્યું નહિં તેમ ભિક્ષાવૃતિથી ગુજરાન થાય તેમ હતું નહી, તેથી દુષ્ટ માણસની સંગત કરી ચોરી કરતાં શીખ્યો, અફિણ, ગાંજો, છીકણી, વગેરેનું વ્યસન કર્યું, પોતાની તમામ માલ મિલકત વેચીને ખાઈ ગયો ને પોતાની સ્ત્રીને પિયર કાઢી મૂકી.

આ સમામાં જીવરામની દીકરીનાં લગનની કંકોતરી આવી તેમાં દશ દિવસ આગળથી આવવા લખેલું તે પ્રમાણે જગો ત્યાં જઇ પહોંચ્યો, જીવરામે પૂછ્યું ભાઈ જગા તારૂં શરીર પીળું વ્યસનીના જેવું થઈગયું છે તેથી તને કાંઈ વ્યસન તો નથી વળગ્યું? જગાએ કહ્યું નારે! ભાઇ શા ભોગ છે? આતો

બે વરસ થયાં એકાંતરીઓ તાવ આવેછે જેથી તમને એમ લાગ્યું. જીવરામને પોતાનો બાળસ્નેહિ પ્યારોમિત્ર આવવાથી મસ આનંદ થયો તેથી બલોયાં, વરણું, ઘી, સાકર ઇત્યાદિ વિવાહ સબંધી સામાન લાવવાનું કામ તેને સોંપ્યું. કેમકે.

## श्लोक.

नमातरीनदारेषु, नसोदर्येनचात्मनी;
विश्वासःस्तादशःपुंसां यावनमित्रस्वभावजे ॥४॥

જે મિત્ર પોતાનો બાળ સ્નેહિ હોય તેનો વિશ્વાસ બહુજ પડેછે તેવો મા, ભાંડુ, સ્ત્રી ને તનુ વગેરે કોઇનો પડતો નથી.

જીવરામે સોંપેલા કામમાંથી ૩૨૦૦) જગો છુપકીથી ઉઠાવી ગયો ને છેવટ વરાને દિવસે જમતી વખતે પોતે કોઇ પાસે અસલી લોગું માગતો હશે તેની ઉઘરાણી કરી ત્યારે સામાવાળાએ કહ્યું કે એતો ઘરડાએ લીધાછે માટે તેમની પાસે લેવા ગયો જા. આથી જગાને બહુજ ક્રોધ ચડ્યો અને ટંટો કરવા ઉભો થયો, આગલા સાથે લડ્યો. માથું ફોડયું ને ન્યાત જમવા બેઠી હતી તેમાં જોડા પહેરીને ચાલ્યો. અત્યાર સુધી સહન કરી રહેલા દ્વિજોએ ઝડપથી ઉઠી બાઇની પુષ્પાંજળી કરી એટલે પુર્ણ બાઝમબાઝા થઇ ચોળેલી પતરાવળીઓ કચરાઈ જતાં બીન ઉપયોગીને લીધે ઉકરડે નાંખવી પડી. જીવરામને આ જોઈ માઠું તો લાગ્યું

પણ તે મનમાં નહીં લાવતાં જગાને આવી પાઘડી ઉતારી જે માબાપ મારા વીવા શીદ બગાડેછે ? જગાએ કહ્યું એમાં તારૂં શું બાગડ્યું ! માથું ફૂટ્યું તો મારૂં ને પતરાવળીઓ ગઈ તો એની તું તારે જોયા કરને યાર. તો પણ જીવરામે સામાવાળા સાથે વિનય કરી સમજાવી સમાધાન કર્યું.

લાવેલા સામાનમાંથી ૩૨૦૦) જગો ખાઈ ગયોછે એવા ખબર પણ મળી ચૂક્યા છતાં વરો ઉકલ્યો એટલે જીવરામે પોતાના સ્નેહિને રહેવાનું કહ્યું ને ઘણીજ પ્રીતી બતાવી, જગામાં જેજે અવગુણ હતા તે મટાડવા તેને પાસે રાખવો એવો વિચાર હતો પણ તેણેતો જૂઠાં બાનાં કર્યાં કે મારે ઘેર અમુક કામછે માટે હું નહિ રોકાઉં ત્યારે જીવરામે લાચારીથી રજા આપી.

જગો ઘેર આવ્યો એટલે પાછો પોતાનો અસલ ચાર્જ સંભાળ્યો ને વહુને તેડી આવ્યો, ગામનો રાજા કામના પંજામાં આંધળો થએલો તેની નજરે યુવા વસ્થાને પામેલી ફક્કડ ચહેરા વાળી સ્વરૂપવાન જગા બાઈની સ્ત્રી પડી, તે જોતાંજ તેનીપર આશક્ત થયો ને પછવાડે આંટા ખાવા લાગ્યો, તેની જગાને ખબર પડતાં તે બીજે ગામ રહેવા ગયો. ત્યાં જગો ભિક્ષાવૃતિ કરે, વખતે પડેલી ચીજ ઉપાડી લીએ ને તેની સ્ત્રી એક વેપારીને ત્યાં કામ કરવા જાય, એવામાં તે વેપારીના દીકરાની ગ્રીવામાંથી હેમની હાંસડી રાત્રીને વિષે કોઈ હરામખોર કાઢી ગયા, તેનો શક જગાની વહુ ઉપર આવતાં તેણે ક્લેશ પુરના કામાંધ રાજા પાસે ફ-

રિયાદ કરી જેથી રાજાએ બાઈ મજકુરને કોર્ટમાં હાજર કરી સવાલ કર્યોકે* આ વેપારીના દીકરાની હાંસડી તું લઈ ગઈછું? બાઈએ કહ્યું ના. એ વાત જુઠીછે. છોકરાને કહ્યે સાચું ના મનાય, પછી ફરિયાદીને રાજાએ પૂછ્યું કે તારો છોકરો જેકાંઈ કહે તે તું સાચું માનેછે? વેપારી કહે હા. ( જવાની વહુ ઉપર રાજા પ્રથમથીજ આશક્ત થએલો હતો સબબ આ વખતે છોકરાને એકાંતે બોલાવી ખાવા વગેરે પદાર્થો આપવાની લાલચ બતાવી કહ્યું કે હું જે પ્રમાણે શીખવુંછું તે પ્રમાણે સઘળા મનુષ્ય સમક્ષ કોર્ટમાં બોલજે) બાદ રાજાએ છોકરાને સવાલ કર્યો કે તારી હાંસડી જતી વખત તું કયાં સૂતો હતો? મારા ઘરમાં, તારો બાપ કયાં સૂતો હતો? એક બીજા ઓરડામાં, આ બાઈ કયાં સૂતી હતી? મારા બાપ ભેગી, આટલું પૂછી બંધ રાખ્યું ને ફરિયાદીને કહ્યું કે આ વાત સાચી છે? તે કહે ના, છોકરો શું સમજે, રાજા કહે છોકરો તે સ્ત્રીને નથી ઓળખતો? વેપારી કહે ઓળખેછે, રાજા કહે ત્યારે કેમ કહોછો કે છોકરો કહે તે જુઠું? વેપારી કહે છોકરો આ વાત જુઠી કરેછે, રાજા કહે છોકરો આ વાત જુઠી કરેછે, ત્યારે હાંસડી લઈ જવાની વાત ખરી કરેછે એ કેમ મનાય? આ સિવાય તમારી પાસે બીજો કાંઈ પણ પૂરાવો છે? વેપારી કહે ના, રાજા કહે ત્યારે તમારા બોલવા ઉપરથી-

---

* આ કેશમાં રીતસર જુબાની લઈ કામ ચલાવવું જોઈએ, પરંતુ વધારે જગ્યાનું રોકાણ નહિં થવા ઉપરચોટીયા સવાલ પૂછેલા છે.

જ જણાયછે કે આમાં તમારૂંજ કપટ છે, આવાં જુઠાં તરકટ બનાવી નાહક તસ્દી આપવા આવ્યા છો માટે તમને સજા થવી જોઇએ, પરંતુ પ્રથમની ચુક ગણી માફ કરતાં ગુનેહગારને ચોરીના તહોમતથી વિમુક્ત કરી તમને રજા આપવામાં આવે છે.

ફરીયાદી વગેરે બીજા માણસોને રજા આપી બાઇને રોકીને કહ્યું કે તું ઘણી મુદતથી મને ઠગીને ચાલી ગઇ છે પણ છેવટ મારા પંજામાં આવી, હવે કયાં જવાનીછે? કેમ પટરાંણી થવુંછે ના? આ સાંભળી જગાની વહુને પારાવાર દીલગીરી પ્રાપ્ત થઇ અને મનમાં કહેવા લાગી કે અરેરે!!! આશો જુલમ? હવે મારે શું કરવું? રે! પ્રભુ તેં હું ગરીબ ઉપર આશું કર્યું? હે નોંધારા આધાર તું અનાથ નો બેલી કહેવાય છે પણ આતે શું? આમ મારૂં સમુળું કાઢવું હતું? મારી લાજ લેવાને આ પાપી દુષ્ટ ઉભો થયો તેના મનમાં સારી બુદ્ધિ પ્રેર. તું જગત કર્તા સર્વ શકિતમાન સર્વજ્ઞ ઇશ્વર, પરમ દયાળુ, અનંત કોટી બ્રહ્માંડના અધિપતી મારી આબરૂ રાખ.

વ્યભિચારી પુરૂષો વગર વિચારે પારકી દારા પર મોહી તન મન અને ધનની શામાટે ખુવારી કરેછે?

**લાવણી.**

૧ઓ કામાંધી શું કરે? ઇશથી ડરે, દીલ વિચારી;
ફિટ ફિટ ફિટ તુજને થાય, નકી વ્યભિચારી. (ટેક) ૧
શું પામો છો રે સુખ? જારમાં ઝાઝું,

હું જોઈ બૂરી રીત ભાત, અતિશે દાઝું;
સાજું થાશે નહિં, નાક કપાયું જેનું,
આ લાગે બટ્ટા ખરે, દુઃખ બહુ તેનું;
એવી અનીતી એહ, સાર નહિં તેહ, જશે ઇતબારી.
ફિટ ફિટ ફિટ તુજને થાય, નકી વ્યભિચારી. ૨
શું થાય કપુત નીજ આપ, દ્રવ્ય પણ ખોવા,
સઘળું ગૂમાવે સૂખ, પછીથી રોવા;
કરશે નહિં મૈત્રી કોઈ, બીજે ઘર નારી,
પ્રભુ નરક ખાણમાં ધરે, ન્યાય કરી ભારી;
ઓ પરદારા ના યાર, દુઃખ દેનાર, ટેવ કર ન્યારી,
ફિટ ફિટ ફિટ તુજને થાય, નકી વ્યભિચારી. ૩
કરી પ્રીત ભૂલાવે ભાન, પારકી દારા,
મસ મગ્ન રહે મન માંય, કાર્ય કરનારા;
બહુ થાય શરીરે રોગ, દુખઃમાં ડૂલે,
સૂકિર્તિ સદ્યો જાય, જ્ઞાતિ કેમ ભૂલે;
સૌ સગાં કુટુંબી અરે, પ્યાર નવ કરે, જુઓને ધારી.
ફિટ ફિટ ફિટ તુજને થાય, નકી વ્યભિચારી. ૪
તું કામ કદાપી કરે, સર્વથી છાનું,
પણ જગત નાથ તે જુએ, છોડ એ બાનું;
તુજ દ્રવ્ય બધું જવ જશે, થશે તવ વેરી,
આ કામે સાર નહોય, કષ્ટ લે ઘેરી?
તું કરો ખેશ શું આમ? મૂકીદે નામ, અરેરે! જારી,

ફિટ ફિટ ફિટ તુજને થાય, નકી વ્યભિચારી. ૫

રાજા કહે વિચાર કરે કાંઈ સિદ્ધી થાય તેમ નથી, ચાલો આપણા દરબારમાં. બાઈએ દિલશું વિચાર્યું જે અહિં આપણું કાંઈ ફાવે તેમ નથી માટે હમણાં તે જે કહે તેની હા પાડવી પછી યુક્તિ કરી સટકી જવું. ( ચાસન ) જેમ મરજી. પરંતુ હાલમાં મારા શરીરને વિષે તાવનો આજાર છે, આજારવાળી સ્ત્રીને પુરૂષ સાથે સંગ કરવો નહિં કેમકે એથી પુરૂષને શરીરે વ્યાધી ઉત્પંન થાય એવો વૈદકશાસ્ત્રનો મત છે, એમ છતાં હું અબળા મારૂં શું જોર? ( નારી ) આ શબ્દનો અર્થ એવો છે કે જેને કોઈ પણ શત્રુ નહિં ને જ્યારે શત્રુ નહિં ત્યારે તે બહુજ ગરીબ હોવી જોઇએ.

આવાં વિનયનાં વાક્ય સાંભળી રાજાના મનમાંથી ક્રોધ દબાઈ જતાં આ સ્ત્રી કાયમ આપણા ઘરમાં રહેશે એમ પૂર્ણ વિશ્વાસ આવવાથી તેને આરામ થવા માટે પંદર દિવસની મહેતલ આપી રહેવાને માટે એક સારો ઓરડો સોંપ્યો ને પોતે પંદર દિવસ પૂરા થવાની રાહ જોતો બેઠો.

જગાને આ વાતની જાણ થતાં તે ફરીયાદીએ આવ્યો કે મારી સ્ત્રીની તું જોર જુલમથી ઈજત લેવા ઉભો થયો છે માટે હું સરકારમાં જઈશ. આટલા બોલ સાંભળતાંજ રાજાએ સિપાઈઓને ફરમાસ કરી કે આને તુરંગાખાદમાં લઈ જાઓ, તે પ્રમાણે તુરત તેને ઉઠાવી લઈ ગયા ને હાથે પગે કડીઓ જડી દીધી, આ પ્રમાણે સ્ત્રી પુરૂષ બંનેની દશા બૂરી થઈ.

જીવરામને મિત્રના કષ્ટની ખબર પડતાં તેનાં રૂવાડાં ઉભાં થયાં ને બોલ્યો કે જે મિત્રને દુઃખે દુઃખી ન થાય તે મિત્ર નહિં, પોતાને ગમે તેટલું સંકષ્ટ હોય તે મનમાં નહિં લાવતાં મિત્રનું રજ જેટલું દુઃખ મેરૂ સમાન ગણી તેનો નાશ કરે, કૂરસ્તે ચાલતો હોય તે મટાડી સારે રસ્તે ચલાવે, જેજે અવગુણ જોયામાં આવે તે છોડાવી ગુણવાન કરે, ખાનગી વાત કહેતાં આંચકાય નહીં, કાંઈ પણ ચીજ આપવા લેવા બાબત મનમાં શંકા ન કરે, વિપત્તિને વિષે સહાય કરે અને પાછળ કદી પણ બૂરૂં બોલે નહીં. શ્રુતી, સંત વગેરે કહે છે કે એજ મિત્રનાં લક્ષણ, તેનીજ સંગત કરવી, બીજા શત્રુની સંગત કરવી નહિં. ત્યારે હું શું શત્રુ છું? જગાએ મારી મિત્રતા કરી તેનું ફળ શું? અરેરે!!! હું જેવો કોઈ? આજે મારે તેને ગમે તેમ કરી છોડવવો જોઈએ, પણ તે રાજા કામાંધ વળી જે ગુનેહગાર તેનીજ પાસે ન્યાય માગવાનો એટલે મારી ધારણા બર આવે એવું લાગતું નથી, હવે જે બને તે ખરૂં, મેહેનત તો કરવી.

આમ વિચાર કરી પોતે એક માસની રજા લીધી ને સરખી હેડીના આદમીઓને માટે સામાન લઈ નાટક મંડળી કાઢી રમવા નીકળ્યો ને ફરતો ફરતો સાતમે દિવસે કલેશ પુરમાં આવી પહોંચ્યો, રાજાએ તેનો ઘણોજ સત્કાર કરી ઉતરવાને વાસ્તે વિશાળ જગો આપી નાટક કરવા ફરમાવ્યું. એક રાત્રિ રમે ને બીજી રાત્રિ વિસામો લે, એમ કરતાં છઠ્ઠા દિવસની

રાત્રિએ લલિતા દુઃખદર્શક ભજવ્યું, તેમાં નંદન કુમારને વ્યભિચારને લીધે જેજે ગેરફાયદા થયા તેજોઈ રાજાનું મન પીગળ્યું, વળી આઠમી રાત્રિએ *વ્યભિચાર દુઃખ દર્શકનો આ બેહુબ ચિતાર કરી બતાવી છગનલાલને ધૂળ મેળ્યો તે જોતાંજ રાજાએ નીમ લીધું કે આજથી પારકી સ્ત્રી મા બેન પ્રમાણે છે, હું કોઈ દિવસ તેમની ઉપર કુદ્રષ્ટી કરૂંતો શાસ્ત્રમાં ગણેલી ચાર હત્યા ( ગૌ હત્યા, બ્રહ્મ હત્યા, સ્ત્રી હત્યા, ને બાળ હત્યા ) વગેરેનું પ્રાયિશ્ચિત મારે શીર. એમ નિશ્ચય કરી જગાને અને તેની સ્ત્રીને છોડી મૂકયાં ને નાટક મંડળીને પાંચ હજાર રૂપિયા આપી વિદાય કરી. જગોને જીવરામ અન્યો અન્ય મળતી વખત અત્યંત રડયા છેવટ જગો બોલ્યો કે ભાઈ મારી આબરૂ તેં રાખી છે, તેથી તને હજાર વખત શાબાશ છે. બાકી હું હિણભાગો પુરૂષ કયાંઈ પણ સુખ પામ્યો નથી.

### હરીગીત છંદ.

હું અવતર્યો બ્રાહ્મણ ઘરે, કુગ્રામ જેવું ગામ તે,
બહુ ભાવ ભિક્ષાએ ઘરે, દિન રાત પિતા કામ તે;
ઉપદેશ કિધો માતુએ, વિદ્યા ભણાવા મૂજને,
પીતા કહે ધંધો કરે નિજ, ગણું પ્યારો તુજને ૧
માની નહિં શિક્ષા બધી, પિતા તણી મેં એ સમે,
ઊદ્યોગપુર જ્યાં આવિયો, બંધુ મળ્યા રૂડા તમે;
સાથે રહ્યાથી સ્નેહ થ્યો,* પરિપૂર્ણ એણી વારમાં,

---

* ભાવનગર વાળા મારા મિત્ર ત્રવાડી આત્મારા વિનારણજી બનાવેછે.

વળતી મને તેડી જતાં, નેત્રે વહ્યાં જળ ધારમાં. ૨
તો પણ તમે શિક્ષા કહી, વિદ્યા ભણ્યાની વાતતે,
ઊપાડી મુજને ચાલિયો, પિતા કરી નિરાંત તે;
નિજ ઘેર પોં'ચ્યા જેટલે, કે માર માતાને પડ્યો,
તે કર્યું સઘળું શાંત ત્યાંતો, રોગ આવીને નડ્યો. ૩
મા બાપ કેરો કાળ થાતાં, પાગિયા પડ્યે ચડયા,
ફૂલાઈ કારજ મેં કર્યું, ત્યાં માગનારા તો નડયા;
આ કામમાં શાણા તમે, દીધા વસૂ બહુ મૂજને.
બગડયો વરો સુધારીયો, ધન્ય ધન્ય પ્યારા તૂજને; ૪
ઘર બાર ચીજો વેચતાં, પૂરૂં થયું તહિં એટલે,
સંગત ધરીને દુષ્ટની, ચોરી કરી મેં તેટલે;
ત્યાં અફિણ, ગાંજો, છિંકણી. વ્યસનો વગેરે આદર્યાં.
મુજ નાર કાઢી પિયરમાં, ત્યાં લગ્ન પ્યારા તેં કર્યાં. ૫
હું આવિઓ વેગે કરીકે. કામ તેં બતલાવિયું,
દૂષ્ટ દગો મેં આદર્યો, જ્યમ દામ લેવા ફાવીયું;
કજિયો કર્યો વળતી તદા, જે નેહ તો આપણો,
સમજુ થયો તું સર્વદા, મુજ વાંક દિલે ના ગણ્યો. ૬
ત્યાં વિનય કરી સમજાવિયો, પાસે રહેવા પ્રીતથી,
હું મૂર્ખ ઠગિયો આપને, જુઠું કહીને ચીતથી;
નારી અતી છે કૂટડી, કામાંધ રાજા તો થયો,
તે જાણ થાતાં મુજને, હું ગામ છોડિને ગયો. ૭

---

* થયો,

પરગામ જઈ હું માગતો, વેપારી ત્યાં નારી રહી,
તે શેઠના બાળક તણી, તો હાંસડી છૂપી થઈ;
આ કામ આવ્યું કોરટે, કામાંધ રાજાની કને,
વીમૂકત નારી ને કરી, નિજ ભૂવન રાખી તેમને. ૮
ફરિયાદ કરવા હું ગયો, રાજા તણી પાસે તદા;
તવ બંધ બાંધી નાંખિયો, ક્રોધે કરી કેદ સદા;
આવા સમામાં યાર મારા, આવિયો ચોંપે કરી,
બહુ યુક્તિથી છોડાવીયો, મૂજ રંક પર પ્રીતીધરી. ૯
મેં મસ કર્યા અવગુણ તારા, તેં વિસાર્યા તેહને,
અપકાર પર ઉપકાર કીધો, ધન્ય તારા નેહને.
બહુ વર્ષ સુધી અચળ કિર્તિ, ભવ વીષે રે' તાહરી,
જીવરામ તૂજ સાબાશ છે, સંભાળ લીધી માહરી. ૧૦

મનહર છંદ.

કપૂરે બાળવા કાજ, નાંખે ખરા પાત્રકમાં,
નાશ થાય તેનો પણ, સારી ગંધ આપશે;
ખાંડે ખૂબ ખાર કરી, તાંદુળ સવાદ થવા,
તેમ તે સવાદ દઇ, ક્રોધ ન બતાવશે;
કચરી ઘાણીની મધ્ય, તલનો ચુરો બનાય,
સુંદર થવાને તેલ, દ્વેષ નહિં લાવશે;
ધેનુ તણા પગ બાંધી, પય સીંચે પ્રીતે નાર,
પય આપતામાં કદી, હાથ ન ઉઠાવશે. ૧

દોહરો.

દુર્જન તો અવગુણ કરે, કદિ મૂર્ખ થઈ આપા

અવગુણુ ઉપર ગુણુ કરી, સજ્જન ટાળે તાપ. ૧

# કેરી પ્રતિ ઊક્તિ.

**મનહર છંદ.**

સ૦ આંબ ડાળ લટકતી, કેરી તું શોભાયમાન,
પથ્થર મારીને પાડી, હેઠી પેર આણવા;
હું જાણું જે માર માર્યો, વળી ઘોળી ક્રોધ કરી,
તેથી તું કદાપી તેને, સુખે ન દે માણવા,
તારૂં જોર ચાલે એમ, કૂસવાદ થઇ રહે,
પણ તુંતો મીષ્ટ થઈ, શા ગુણો જણાવવા?
જ૦ કદિ મૂર્ખ થઇ કોઈ, કરે અવગુણ આપ,
ગુણકરે તેના પર, એ સજ્જન જાણવા. ૧

---

જીવરામે કહ્યું તેમાં કાંઈ નવાઇ કરી છે? મિત્રનાં કામતો મિત્ર કરતા આવે છે, એમ કહી જગાને પોતાને ઘેર તેડી જતાં તેનામાં વ્યસન આદી લપ જે જે દૂરગુણો હતા તે છોડાવી ઉત્તમ જાતની સદ્‌વિદ્યા ભણાવી રૂ૧૫૦)ના પગાર વાળી જગો અપાવી અને બંને મિત્રો સાથે રહી સુખે દિવસ નિર્ગમન કરવા લાગ્યા.

દેશ સુધારા પર પુરતી કાળજી રાખી પોતે આગેવાન થઇ હરેક રીતે શ્રેય થવા તન મન અને ધનથી બનતી કોશીશ કરવા મચ્યા, મોટાં મોટાં શેહેરોમાં જઈ ભાષણો કરે, સારા વિદ્વાનો સાથે શાસ્ત્ર વિવાદ ચલાવે, ને કારીગરોને તરેહ તરે-

હુના હુન્નર બતાવે, આ સઘળું તેઓ કહી બતાવતા એમ નહીં પણ કરી બતાવતા, દેશની સ્થીતી નબળી આવવાનું કારણતો ઘણા જણ દીલગીરી કરી રોવે,પણ તેને સારી સ્થીતિ પર લાવવાનું કામ માથે લેવું એવા વીરલા પુરૂષો જવલ્લેજ નીકળી આવશે. આ પંક્તિમાં જીવરામ અને જગો ગણીએ તો ગણી શકાય. તેણે સારા સારા સદ્‌ગૃહસ્થ સ્વદેશિઓની મદદ લઈ એક ફંડ ઉભું કર્યું, વિદ્યાના વ્યસની ક્ષુધાતુર વિદ્વાનોને આશ્રય આપે!! અનાથ બાળકોને સુધારવા સ્કુલ કરી, ઉત્તમ નીબંધ લખનારને માંટે ઇનામોની જાહેર ખબરો કાઢી, વળી એક માસીક ચોપાનીયું કાઢી તેના સેક્રેટરી થઈ તેને ઘણુંજ ફેલાવ્યું. બાળ લગ્ન, વિધવા વીવાહ. જ્ઞાતિ વરા વગેરે કુચાલોનો નાશ કરવા તત્પર થયા અને સૌ સ્વદેશીમાં કાળમુખી કજીઆનો પ્રવેશ થયેલો તેનો સંહાર કરી સંપ વધાર્યો, આ સઘળું થવામાં મુખ્ય જીવરામ હતો. શું જીવરામ? શું તેના ઉપકાર? તેના ઉપકારને બલીહારી. જીવરામ તે જીગરામજ. સ્વદેશી સદ્‌ગૃહસ્થો! આપણા દેશમાં નવો હુન્નર બનાવે તેને તથા નવા ગ્રંથકર્તા વગેરેને પોત પોતાથી બને તેટલી મદદ કરી આપ સર્વત્ર મંડળ જીવરામ જેવા બનો.

તથાસ્તુ.



# हीतोपदेशक रत्न.

(નવીન માસીક ચોપાનીઉં)

અહો આર્ય બંધુઓ! આ ચોપાનીઆને દરમાસ નિકળતું કરવાને કેટલાક હોંસિલા મિત્રો ઉત્શાહી છે, પરંતુ તેની મોટી કિંમત રાખવાથી કેટલાક ગરીબ માણસો તેનો લાભ લઇ શકે નહિં. માટે આ પત્રની કિંમત વર્ષ એકના (માસ બારના) અંક બારના માત્ર આઠઆના રાખવામાં આવશે. કારણ કે દરમાસે માત્ર આઠપાઈ કાઢવા કોઈ અશક્ત હોય નહિં. ગરીબમાં ગરીબ માણસ એક મહિને આઠ પાઈ કાડવા અશક્ત હોય નહિં. અમે ધારીએછીએ કે આવી જુજ રકમના ચોપાનીઆનો લાભ લેવો કોઇને ભારે પડશે નહીં.

આ ચોપાનીઆમાં લોકોપયોગી નીતિના વિષયો લખવામાં આવશે. રાજ્યવિરૂદ્ધ કે ધર્મવિરૂદ્ધ વિષયો લખીશું નહીં. મુખ્યત્વે કરી સુબોધ આપવાનો અમારો હેતુછે. દરેક અંકમાં ચાલુ રાખવા સુબોધક રમુજી નાટક અથવા રમુજી વાર્તા હુશિયાર લખનાર પાસે રચાવીશું. અર્થાત અમારા સુજ્ઞ ગ્રાહકોને મિષ્ટતા ઉપજાવવા ચુકિશું નહીં.

ગરીબ અને તાલેવર સર્વ સ્વદેશિઓને ખરીદ કરવું સુલભ પડે, માટેજ આ ચોપાનીઆના આખા વર્ષના માત્ર આઠ આના લવાજમ રાખ્યું છે. તેથી સર્વ સ્વદેશ સુધારકો, વિદ્યાના બસની વાણીઆઓ, દયાળું દ્વિજવરો, પ્રેમી પંડીતો,

નેકન્યાઇ નાગર ગૃહસ્થો. પ્રજા શુભેચ્છક રાજાઓ, વગેરે ગ-જરાતી ભાષાનાં પૂસ્તકો વાંચવા અપેક્ષિત ગુણિયલ ગૃહસ્થો આ પત્રના ગ્રાહક થઇ પોતાના મિત્રોને ગ્રાહક થવા સુચના કરશે.

આ ચોપાનીયાની ઓછામાં ઓછી પાંચસેં પ્રત ખપશે તોપણ તેને નિકળતું કરવામાં આવશે આશા રાખીએ છીએ કે આકાર્યમાં સ્વદેશ બંધુઓ યોગ્ય મદદ કરશે. જેથી પાંચસે પ્રત ખપવી ભારે પડશે નહીં. જો પાંચસેં પ્રતના ગ્રાહક થશે તો જાન્યુઆરી માસથી ચોપાનીઉં નીકળતું કરવામાં આવશે. જેને ગ્રાહક થવાની ખુશી હોય તેણે નિચે સહી કરનાર ને લખવું. પરગામ વાળાને ટપાલખર્ચ જુદું પડશે.

તારીખ ૧—૧૦—૮૧

ત્રવાડી આત્મારામ વી. નારણજી ભાવનગર,

( દેવજી ભગતની ધર્મશાળા પાસે



# જાહેર ખબર.

સર્વે સુજ્ઞ લોકોને ખબર આપવામા આવેછે કે આ ચોપડી રંઘોળાની દ.ગુ. નિશાળના મેહેતાજી પનજી મોરારજી પાસેથી અગર ભાવનગરમાં "જીવજી ભગતની ધર્મશાળા પાસે" મારા મિત્ર ત્રવાડી આત્મારામ વી. નારણજી પાસેથી મળશે. જેને જોઈએ તેણે મંગાવવી. રોકડી કિમતે આપવામાં આવશે. પોસ્ટપેડ કાગળ લેવામાં આવશે નહીં. પરગામ વાળાએ ટપાલ ખર્ચને માટે અર્ધોઆનો વધારે મોકલવો. એજ.

તા. ૨૫—૧૦—૮૧

ભટ કાનજી માધવજી. રંઘોળા.

( ધોળા જંક્શન થઈને )